


બનાવનાર

## શોરાબજી હોરમજજી ચોકન છાપનાર

મુંબઈ મધે.

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ

માહારાણી વીકતોરીઆની વેલાતમાં

3060 થએલી

# જુબીલીનો ગરબો

માં માહારાણી વીકતોરીઆની દબદબા ભરેલી શવારી, દેવ-
લમાં બંદગી, શેહેરમાં થએલી રોશણી, બાળકોની
જીઆફત, હીંદી રાજવંશીઓને આપેલા ખેતાબ
તથા માહારાણીને અપાએલી જુબીલીની
ભેટ તથા શોગાદ વગેરેનો જુદા
જુદા ૭) રાગમાં જોરેલો ગરબા


બનાવનાર,

**શોરાબજી હોરમજજી ચોકન છાપનાર.**

**મું—ખેતવાડી અગીઆરી મોહોલો ઘેર ના૦ ૨૦**



મુંબઈ મધે.

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ

ઈ૦ શ૦ ૧૮૮૭.

કીમત ચાર આના રૂ૦।

## માહારાણી વીકતોરીઆની વેલાતમાં
## થએલી જુબીલીનો ગરબો.

**વાંચનારાં બાઇઓ એ ગરબાની રાહ—શકી પર**
**વે તે આવો પેહેલીગે—ગ લઈને આવુ ટેક પેહેલી**

---

ઘણી વેલાતમાં—ધામધુમ થાએરે ✻ બે મહીના અગા
ઉથી—કેહેવાએરે ✻ (☞) પારલા મેનટમાં સભા ભહરાએ—
જુબીલી વેલાતમાં ગહના થાએરે ✻ તાંહાં ઠેરાવ—પકો કેહે
વાએરે ✻ ઇશવી શને ૧૮)સો ને ૮૭—લખાએરે ✻ (☞) જુન
મહીનાની અજવાશમાં ગાણાએ—જુબીલી વેલાતમાં ગહની
થાએરે ✻ દેશી દેશ ગામે—કાગજ લખાએરે ✻ મોહોતા પર-
ધાનથી સલાહા—અપાએરે ✻ (☞) કાગજ હીંદુશતાનમાં
મોકલાએ—જુબીલી વેલાતમાં ગહના થાએરે ✻ ત્યાંથી કાગ
જ—કલકતામાં જાએરે ✻ તાંહાંનો વાઇશરાએથી—વનચાએરે
✻ (☞) કાગજ વાંચીને ખુશી ગહનો થાએ—જુબીલી વે
લાતમાં ગહની થાએરે ✻ તાહરે વાઇશરાએથી—કાગજ લખા
એરે ✻ રાજ રજવારામાં—કેહેવાએરે ✻ (☞) હીંદુ રાજાઓ
ને કેહેવરાવે—જુબીલી વેલાતમાં ઘણી થાએર ✻ તમે વેલાતમાં
રાજાઓ—જાવોરે ✻ માહા રાણીને માન—તહમે આપોરે ✻
(☞) જેહને જે ગમે તે રાજાઓ જાવો—જુબીલી વેલાતમાં
ગહની થાએરે ✻ એવી રીતે રાજાઓને—કેહેવરાવેરે ✻ રાજા

વાત શાહમજી ખુશી—કઇ થાએરે ✻ (☞) વેલાત જાવા ત
ઇઆરી કરાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ હીંદુ
રાજાઓ હુશીઆર—ગહના થાએરે ✻ શાથી સંગતના—મતો
લેવાએરે ✻ (☞) શાઉને વેલાત જવાને કેહેવાએ—જુબીલી
વેલાતમાં ગહની થાએરે ✻ કોઇ રાજાથી ના—ના કેહેવાએરે ✻
કોઇથી તો હાહા કરીને—કેહેવાએરે ✻ (☞) ઘોરા રેશાલા શાથે
જવાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ હેવી રીતે હીંદુ
રાજાઓ—જાએરે ✻ કોઇથી મનમે તે—ગહના બોહીવાએરે ✻
(☞) રાજ મુકી લાંબે કોણ જાએ—જુબીલી વેલાતમાં ગહની
થાએરે ✻ આગબોત મેલની બેશી—રાજા જાએરે ✻ પચોશ તારશ
માણસ—શાથે કેહેવાએરે ✻ (☞) કોઇથી ભાહારે ઈશતીમ
ર લેવાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ એવી રીતે
રાજા—કોઇ કોઇ જાએરે ✻ ભાહારે વારો બંગલા—ગેહેરો લેવા
એરે ✻ (☞) તેને મોહોરે માગીઆ ભાહારા અપાએ—જુ
બીલી વેલાતમાં ગહની થાએરે ✻ તાંહાં ગોની પાંઉંદનો હી
શાબ—ચાલેરે ✻ કોઇને પાંચશો શાતશો—ગીના પરેરે ✻
(☞) હેવી રીતે રાજાઓ ભારા ભરે—જુબીલી વેલાતમાં ગ
હની થાએરે ✻ હીંદુ રાજાઓ વેલાતમો—જાએરે ✻ માહા
રાજા તે—હોલકર કેહેવાએરે ✻ (☞) બીજા કચના માહ
રાવ શાહેબ બોલાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻
લીમરી મોરવીના—ઠાકોરો કેહેવાએરે ✻ ભહરતપુર જોડપુર—
રાજા બોલાએરે ✻ (☞) બીજા દીપીયુટેશન ગહના જાએ—
જુબીલી વેલાતમાં ઘણી થાએરે ✻ કોઇ તો હેદરાબાદ નીજા
મના—કેહેવાએરે ✻ હેવા રાજવંશી લોકો—શાઉ જાએરે ✻

(☞) આસરે પાંચ સાત જણાઓ કેહેવાએ—જુબીલી વેલાતમાં
ગહની થાએરે ✻ વેલાત જઇને રાજાઓ—ખુશી થાએરે ✻ તાંહાં
તમાશગીર લોકની—ભીર કેહેવાએરે ✻ (☞) ગહની ઇરોપી
અન લેડીઓ બોલાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻
રાજા લોકની ફરે વેલાતમાં—ગારીરે ✻ રશતે મોહોલે રઇએ
તનો ભીર ભાહારીરે ✻ (☞) લોકે હુરીએ હુરીએના પોકાર
મારી—જુબીલી વેલાતમાં ગહણી થાએરે ✻ રાજા હીંદુ લોક
ગામમો—ફરેરે ✻ જોવા સોલજર સોલજરદીઓ—મલેરે ✻
(☞) આખે રશતે પોકાર હુરીઓ કરે—જુબીલી વેલાતમાં
ગહની થાએરે ✻ હેવી રીતે રાજાને—માન મલેરે ✻ રાજવંશી
શલામ—શઉને કરેરે ✻ (☞) માહરાણીનું દીલ ખુશ કરે—
જુબોલી વેલાતમાં ગહની થાએરે ✻ હવે વેલાતમાં થાએ છે—તઇ
આરીરે ✻ લોકે મોહોલાને દુકાણ—શનગારોરે ✻ (☞) રચ
ણા કોધી વેલાતમાં ભારી—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻
વેલાત શેહેરમાં જુબીલી—કેહેવાએરે ✻ તારીખ ૨૧)મી—
જુન લખાએરે ✻ (☞) શને ૧૮) શો શાતીઆશી બોલાએ
—જુબીલી વેલાતમાં ઘણી થાએરે ✻ કેહેવી રીતની તઇયારી
લોકો કરે ✻ જે જે રશતેથી શવારી—ફરેરે ✻ (☞) તેવા
રશતાનો શનગાર કરે—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻
પીકા દીલીનો રશતો—કેહેવાએરે ✻ બોજો વોકતોરીઆ મોહો
લો—બોલાએરે ✻ (☞) તાંહાં આરકાને વાવતા તંગાએ—
જુબીલો વેલાતમાં ગહની થાએરે ✻ ગહના વાવતા ફુલ તોરંણ
—તંગાએરે ✻ લેખ લખેલા શઉને—વનચાએરે ✻ (☞)

શબી ચીતારો જગે જગ દેખાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ તારીખ ૨૧)મી જુન—કેહેવાએરે ✳ માહા રાણી દેવલમાં—જાએરે ✳ (☞) ગહની રઈ એતની ભીર તાંહાં થાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ શાઉ શાહવારથી લોક ગહનુ—જાએરે ✳ તન ચાર વાગે—રાતથી કેહેવાએરે ✳ (☞) જગે જગના રશતાઓ ભહરાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ કોઇ તો નાશતાં તાફીન—સાથે લાવેરે ✳ ગારી ગોહોરાઓ લોકો—દોરાવેરે ✳ (☞) વાહાનું વાહાએ તેટલા—લોકો ભહરાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ લખો માણસની ભીર—ગહની થાએરે ✳ શોહાધી જગો નહી —કોઇને દેખાએરે ✳ (☞) લોકના આટલા ઓરડા ભાહારે લેવાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ કોઈના ઓરડા ની બારી—લેવાએરે ✳ ભાહારૂં શો બસો ગીની—અપાએરે ✳ (☞) બારણા બારી વતીક નહી મેલાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ બારી રીત ભાહારા મોઘા—ભહરાએરે ✳ બે તન માણસ દોકીઆ—કરી જોએરે ✳ (☞) તોહોબી લેવાની તુતા તુત થાએ—જુબીલી વેલાતમાં ઘણો થાએરે ✳ તાંહાં જગો નહી શોહોધી—કેહેવાએરે ✳ મોટા રશતાપર માચરા—નખાએરે ✳ (☞) પાતીઆ નાખીને ખુરશી મેલાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ ખુરશી રીત શો શો ગીની—ભાહારા અપાએરે ✳ તોબી જગાની તાન—ગહની થાએરે ✳ (☞) ગહના લોકથી જાહારપર ચહરી બેશાએ —જુબીલી વેલાતમાં ગહની થાએરે ✳ કોઈ તો શીરી દોરડા

એ—સાથે લાવેરે ✻ તેને પકરીને જાહારપર—ચહરેરે ✻ (☞) શઉ રાણીને જોવા દોડીઆ કરે—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ એવી રીતે લોકો એકતાં—થાયરે ✻ જાંહાં જાંહાં જગો મલે તાંહાં—ઉભા થાયરે ✻ (☞) ગહની મીઠાઈને મેવા વેચાએ—જુબીલી વેલાતમાં ઘણી થાએરે ✻ શીપાઈ પલતાણની હાર લાંબો—રખાએરે ✻ જગે જગે ચોકી પોહોરા—મુકાએરે ✻ (☞) નહી તોફાણ મશતી લોકથી થાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ જગે જગે ઇશપીતાલ—મેલાએરે ✻ દોલી બોછાણા—નરમ કેહેવાએરે ✻ (☞) મલમ પતાના દાકતરો રખાએ—જુબીલી વેલાતમાં ગહના થાએરે ✻ લોકો ઉભા ઉભા શઉ-ઘણા થાકેરે ✻ જાહારપરથી એથે—તુતી પરાએરે ✻ (☞) તેણે ઉંચકી ઇશપીતાલમે લઈ જાએ—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ તેને દવાદારૂ મલમ પતા—થાએરે ✻ નરમ બીછાના—સુવા અપાએરે ✻ (☞) હુશીઆર થાઈ પાછા શઉ લોક જાએ— જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻ ગહના લોક જાહારપરથી—એથે પરેરે ✻ તેને મલમ પતા—ડાકતરો કરેરે ✻ (☞) ગહના દોલી લઇ માણસો ફરે—જુબીલી વેલાતમાં ગહની થાએરે ✻

## માહારાણીની દેવલમાં જવાની તઇઆરી થઇ તેનો ગરબો.

**એ ગરબાની રાહા-શોઆના થાઇએ ડાહાયા**

## થાઇએ-પર ઘેરે નહી જઇએજી એ ઢાળને ગાવુ ટેક ૨ જી

તારીખ એકવીશમીએ મંગલવાર પરેઓ—રાણી દેવલમાં જાએજી ✻ (☞) વેશત મીર્નાશતર આબોનું દેવલ—વેલાતમાં વખાણાએ—જુબીલી ગાઇએજી ✻ છ વાગેથી લોકો ચાલીઊં—દેવલ મોટું ભરાએજી ✻ (☞)નવ હજાર છેતાલીશ તીકીતો કાહારી—અમીર ઉમરાવને અપાએ—જુબીલી ગાઇએજી ✻ આખુ દેવલ લોકોથી ભહરાયું—છાપરા શુધી કેહેવાએજી ✻ (☞) ફરતી ગેલેરી તાહાં કઇ બાંધા—બેઠકની હારો થાએ—જુબીલી ગાઇએજી ✻ લશકરી અમલદારો મોહોતા મોહોતા આવે—ચાન ફીત છાતીએ દેખાએજી ✻ (☞) શેહેરે શેહેરના શેરીફો આવે—મેમ્બરો એકતાં થાએ—જુબીલી ગાઇએજી ✻ રંગીન જહભા શુંનાના હારડા—શાંકરી સાથે બીરાજેજી ✻ (☞) વરતમાન પતરના રીપોરતરો આવે—તોલું મોહોતું ગાજે—જુબીલી ગાઇએજી ✻ રાણીનું તખત તાંહાં કઇ મેલીઉ—માંચરો મોટો બાંધોજી ✻ (☞) ઊપર લાલ સકલાત બીછાવી—કશબી જાહાલર નાખીં—જુબીલી ગાઇએજી ✻ મોટા મોટા પાદરીઓ બાહાર ઉભા રીહીએ—દરવાજા આગલ આવીજી ✻ (☞) મહા રાણીની વાત ગહની જોએ—કેઆરે આવે શવારી—જુબીલી ગાઇએજી ✻

## માહારાણી દેવલમાં બંદગી કરવા જાએચ તેનો ગરબો.

**એ ગરબાની રાહ—મલજો મલજો મલજોરે—મારા શીઆમ કાલે મલજો—એ લઘને ગાવું ટેક ૩**

---

જાએછે જાએછે જાએછેરે—રાણી દેવલમાં જાએછે*જુવો શવારી મોટી કેવી થાએછેરે—રાણી દેવલમાં જાએ છે * રાણીની ગારીની શોહોભા ગહની સારી * સુંના રૂપાના શંગાર નખાએછેરે—રાણી દેવલમાં જાએ છે * મખમલના તકીઆને—અતલેશના ઓછાર * ફરતી કશબી જાહાલરો નખાએછેરે—રાણી દેવલમાં જાએ છે * ગારીની છતરીની—ચારે બાજુએ * શુના રૂપાના તાજો મુકાએ છેરે—રાણી દેવલમાં જાએછે *(☞) જાએછે જાએછે જાએછેરે—રાણી દેવલમાં જાએ છે * જુવો શવારી કેહેવી મોહોતી થાએછેરે—રાણી દેવલમાં જાએછે * બીજો કોચ બાકની ઉપર—કશબી ગાલીચો * કશબી તીલીના બુતા દેખાએછેરે—રાણી દેવલમાં જાએ છે * છ ગોહોરા મોહોતાની—ગારી જોતરાએ * તેને કશબી કલગીર ફુમતા ખોશાએછેરે—રાણી દેવલમાં જાએ છે * છ ગોહોરા ઉપર શુનેરી—શાહાજ નખાએ * રેશમી ફીતને ફુમતા ઉદાએછેરે—રાણી દેવલમાં જાએછે * હાકનારા કોચમેનનો—ભહપકો છે ભાહારી * તેને કશબી પોશાગ દેખાએછેરે—રાણી દેવલમાં જાએછે * (☞) જાએછે જાએછે જાએછેરે—રાણી દેલમાં જાએ છે * જુવો શવારી મોહોતી કેવી થાએછેરે—રાણી દેવલમાં જાએ છે * બકીંગહામ મેહેલથી—શવારી નીકરે * રાજ રજવારા સાથે સામેલ થાએછેરે—રાણી દેવલમાં જાએ છે * અગીઆરમી ગારી દેશી—રાજા લોકની થાએછે

તેહેના પોશાગના ભપકા દેખાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ ગરામે હીરા મોતીના હારો—પેહેરેલા ✻ કશબી શીઆલ દુપેતા દેખાયછેરે—રાણી દેવલમાં જાએ છે ✻ તેની પાછલ બીજી—૧૫) ગારી ચાલી ✻ તેમાં યુરોપના રાજાઓ કેવાએ છેરે—રાણી દેવલમાં જાએછે ✻ (☞) જાએછે જાએછે જા એછેરે—રાણી દેવલમાં જાએછે ✻ જુવો શવારી મોટી કેવી થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ દેનમારકનો રાજાને—ગીરીશનો રાજા ✻ ઇરાનનો શાહાજાદો દેખાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ બેલજીઅમનો રાજા ને—રાણોબી આવે ✻ શીઆમનો શાહાજાદો કેહેવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ બીજી શાંડવીચની આવેલો હવાઈ રાણી ✻ લીલી એવો કાલા ની કેહેવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ હેની પાછલ બીજી, ૧૧)—ગારી આવે ✻ તેમાં વેહેવાઇ વેહેવાન શગા કેહેવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ તેની પાછલ બીજા—ગોરે શવા વારનો ફોજો ✻ તેતો રાણીના જમાઇ દીકરા કેહવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ (☞) જાએછે જાએછે જાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ જુવો શવારી મોતી કેહેવી થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ અગાઆરમી ગારો રાણી—વીકતોરીઆની આવે ✻ આખે રશતે પોકાર હુરીએના થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ હુરીએના પોકાર લોકો—જોરમાં ગહના મારે ✻ એમ રાણીને માન ગહનું અપાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ રાણીના જમાઇનો ગોહોરો—ચોંકાએ છે ✻ તે મારકવીશ આફ લારંન કેહેવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ પોકારને બુમથી—ઓહોરો ભરકાએ ✻ બેશનાર શવારને ફેંકો

દેવાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ (☞) જાએછે જાએ છે જાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ જુવો શવારી મોતી કેવી થાએછેરે— રાણી દેવલમાં જાએછે ✻ ગહની પોલીશ લશકરની—મદદ તેણે જાએ ✻ ઘેાેરાવાર શવારી રશતે ખોતી થાએ છેરે—રાણી દેવલમાં જાએછે ✻ રાણીના જમાઈની—શારવાર થાએ ✻ શારા ભાએગે ઇજા નહી કઈ થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ હેવી હેવી રીતે શવારી—દેવલમાં આવે ✻ શઉ શઉની જગાએ બેશાએછેરે—રાણી દેવલમાં જાએ છે ✻ દેવલનું વાજુ ઘણું—મોટું કેહેવાએ ✻ મધુર ગાએણ ગાઈ માન અપાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ (☞) જાએછે જાએ છે જાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ જુવો શવારી મોટી કેવી થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ હવે રનશીગરૂ તે કઈ—જોરમાં ફુકાએ ✻ શઉને રાણીની ખબરો અપાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ આખી મોજલશ બધી—ઉથી ઉભી થાએ ✻ લોકથી રાણીને માણ અપાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ શુનેરી તખતાપર— રાણીથી બેશાએ ✻ તાહારે બંદગી શાહરૂ હવે થાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ (☞) જાએ છે જાએછે જાએછેરે—રાણી દેવલમાં જાએછે ✻ જુવો શવારી મોહોટી કેવી થાએછેરે—રાણી દેવલમાં જાય છે ✻

## દેવલમાં બંદગી થાએચ તેનો ગરબો.

**એ ગરબાની રાહ—શુનેકો જારીરે રાજા—એ લઈને ગોપીચંદ રાજાના ગરબાની રાહાપર આવું. ટેક ચોથી.**

---

બનદગી થાએછે—દેવલમાં ✻ વાજાના શહરોદ—થાએ છે ઘણા ✻ બનદગી ઉપર શઉ—ધેઆન ધહરેરે ✻ ઈશવર રાણીનું—રખશાન કરેરે ✻ મીજલેશ આખી બધી—શામેલ થાએરે ✻ ઈશવરની ભગતી—શઉ લોકો ગાએરે ✻ એ કીર્તીઆ—ઘણી મોટી કેહેવાએરે ✻ (☞) બંદગી થાએ છે—દેવલમાં ✻ વાજાના શહરોદ થાએછે—ઘણા ✻ માહા રાણી વીકતોરીઆ—ઉથા ઊભા થાએરે ✻ પીરોનશા આફ વેલશા—માએ પાસે જાએરે ✻ હાથ પકરી શેકીન—કીશી લેવાએરે ✻ મુબારકબાદી—માએને અપાએરે ✻ હવે કઈ રાણીનો વરો—જમાઈ આવેરે ✻ હાથ ધરી હાથપર—કીશી લેવાએરે ✻ હેવી રીતે રાણીના દીકરા—જમાઈ મલેરે ✻ (☞) બનદગી થાએ છે—દેવલમાં ✻ વાજાના શહરોદ—થાએછે ઘણા ✻ મોહોતી દીકરીને રાણી—હેતે તેરેરે ✻ ગરે લાગોને કોતી—તેહેને કરેરે ✻ પછી વરો વહુઉને રાણી—તેરેરે ✻ પીરોનશા વેલશાની બઈઅર કેહેવાએરે ✻ શાશુને નમી નમનતાઈ—શલામ કરેરે ✻ રાણીના હાથ ચુમી—તાંહાંથી પાછી ફરેરે ✻ (☞) બનદગી થાએછે—દેવલમાં ✻ વાજાના શહરોદ—થાએછે ગહના ✻ રાણીએ વહઉ દીકરીની—ભેટ લીધીરે ✻ આખી મીજલેશને રાણી—શલામ કરેરે ✻ દેવલમાંથી રાણી પાછી—બાહાર પરેરે ✻ બકીંગ હામ મેહેલનો—રશતો કઈ ધહરેરે ✻ તમાશગીર લોકોના પોકાર પા

છા પરેરે ✻ વાજતાંને ગાજતાં—પાછા ઘેરમો જાએરે ✻ મુબારકબાદી રાણીની—ઘેરમાં લેવાએરે ✻ (☞) બનદગી કીધીરે—દેવલમાં ✻ ખાશ ખુશાલીના—પોકાર થાએ ઘણા ✻




**એ ગરબાની રાહા—જમશેદજીની કીરતી ગહની શારી—એ લયને આવું. ટેક પાંચમી ✻**

વેલાતમાં રોશની—કીધી ભાહારી ✻ બધે લંકાના આરકા—ગહના મારી ✻ (☞) ગહના વીજલી બતીના દીવા કરી—જુબીલીની રોશની ગહની શારી ✻ વેલાતમાં લંકા—દીવા કરી ✻ જગે જગે વીજલી—દીવા ભાહારી ✻ (☞) ઘણા આરકાઓ મોહોલે નાકે મારી—જુબીલીની રોશની ઘણી સારી ✻ ઉપર વાવતાને તોરણ—ફુલની કાહારી ✻ રશતા મોહોલાનો શનગાર—ગહનો ભારી ✻ (☞) કઇ પરદાઓ મેલેઆછે ચીતારી—જુબાલીની રોશણી ગહની સારી ✻ મોહોતા મોહોતા ગેરોને—હવેલી ✻ તેપર તાંગીછે જુહુમરો—બીબોરી ✻ (☞) પાસે વાવતા ઉડેછે શુનેરી—જુબીલીની રોશની ઘણી શારી ✻ હોતેલ કલબને—દુકાનો શનગારી ✻ ચીણાઇ ફાણસો—હારબનો ભારી ✻ (☞) લોકે પંચની આફીશની તારીફ કરી—જુબીલીની રોશની ગહની સારી ✻

બીજી તાઈમસની આફીસ—મોહોટી કેહેવાએરે ☀ તાંહાં લાલ લીલા દીવા—ગહના દેખાએ ☀ (☞) જગે જગે ગીઆશ ના ફાણશ મુકાએ—જુબીલીની રોશની ગહની સારી ☀ શી વીલ ઈજનેરોની—મંડલી કેહેવાએ ☀ તે મંડલીની ઈમારત—વખાણાએ ☀ (☞) વીજલીના દીવામે નામ વનચાએ—જુબીલીની રોશણી ગહની શારી ☀ પીરીનસ વેલશનું—ઘેહેર મોતુ કેહેવાએ ☀ મારલબરો હાઊશ નામે—ઓરખાએ ☀ ☞ તાંહાંતો રોશનીની દીપક ગહની થાએ—જુબીલીની રોશની ગહની શારી ☀ મીશાતર હેન કોકશ—નામે છે જહવેરી ☀ તેના ગેહેર પરનો—એકે એક બારી ☀ (☞) તાંગી જુહુમર રૂપાની બનાવી—જુબીલીની રોશની ગહની શારી ☀ રાએલ એકસ—ચેનજ હાઉસ કેહેવાએ ☀ તેપર તેલ ગલાશ તમદેલ—બતી દેખાએ ☀ (☞) લોકથી પચીશ હજાર દીવા ગણાએ—જુબીલીની રોશના ગહની સારી ☀ બીજા પાહાર ડુંગરે—ઉજાશ દેખાએ ☀ આતશ શલગાવી—બલતા ઘણા જણાએ ☀ (☞) ઊંચ બાણને તોપો ઘણી ફેરાએ—જુબીલીની રોશના ગહની સારી ☀

## ઇશકોલના છોકરાઓને જીઆફત આપી તેનો ગરબો.

**એ ગરબાની રાહા—શાંભલરે તું શજણી માહારી—રજણી કાંહાં રમી આવીજી ☀ એ લધને આવું, ટેક છથી ☀**

તારીખ બાવીશમી જુન મહીનાની—બુધવારનો દાહા
રો કેહેવાએજી ✻ (☞) હાઇડ પારકમાં જીઆફત આપી—
છોકરાં બાલક જાએ—મેલો ભરાઓજી ✻ ઈશકોલના છોક
રાઓ ચાલીને આવે—તીશ હજાર ગણાએજી ✻ (☞) આ
ઠ આઠ છોકરાની હાર લાંબી કરે—હાઇડ પારકમાં લેઈ જાએ
—મેલો ભહરાઓજી ✻ છોકરાની બાજુએ નંબરો બાંધેઆ
—નામ નીશાનો લખાએજી .✻ (☞) ઠર ઠેકાણા તેના
ગેરના લખે—કેથે ખોભાઇ નહી જાએ—મેલો ભરાઓજી ✻
વાજાને બોગલ રશતે ગહના વાગે—છોકરાની ચાલી નાહા
લા ફોજજી ✻ (☞) ગીતોને ગાએન રશતે ગાતા ચાલે--
પરે જાબરી મોજ—મેલો ભહરાઓજી ✻ માદવા તાંહાં કઈ
મોટા ૧૦) બાંધેઆ—છોકરાઓને બેશાએજી ✻ (☞) ત
ન હજાર શીપાઇ ફરતાં રાખીઆ—છોકરાની તપાસ થાએ
—મેલો ભહરાઓજી ✻ માંદવામાં ઘણી તેબલ લંબાવી—છો
કરાઓથી જમાએજી ✻ (☞) કાગજનું એક એક પરીકુ
આપે—હોએ મીઠાઇને મેવા—મેલો ભહરાઓજી ✻ એક એ
ક કેક સાથે નારંગી નીકરે—ગોશાનો સમોશો કેહેવાએ
જી ✻ (☞) દુધને લેમલીત જીનજર બીર—મન ગમતાં
પીવાએ—મેલો ભહરાઓજી ✻ માશતરો કઇ મેનીજો કરે—
જોઇતી ચીજ બીજી આપેજી ✻ (☞) અમીર ઉમરાવો
ફરતાં ફરે—ચોકસાઇ સારી શખે—મેલો ભરાઓજી ✻ દાકતરો
તાંહાં ગહના રખાએ—માહાવજંત શાઉની લેવાએજી ✻ ☞
વહધુ ખાધાથી પેટમાં કઇ દુખે—દવા દારૂ અપાએ—મેલો

ભહરાઓજી ✻ બાલકો શઉ ખાઈ પીને રહેઆ—નાચને રં
ગ દખારેજી ✻ (☞) નાટક તમાશા ગહના દખરાવી—મન
ગમે તાંહાં ફરે—મેલો ભહરાઓજી ✻ જુબીલી કપના પેઆ
લા વેંહેચે—ઈઆદગારી શઊને અપાએજી ✻ (☞) એક
એક ચાન શઉને બેહેતજ આપે—છોકરાઓ ખુશી થાએ—મે
લો ભહરાઓજી ✻ માહારાણીની ગારી તાંહાં આવી—માન
મોટું અપાએજી ✻ (☞) વાજાના શાહરોદ મીઠા વાગે—
છોકરાવો ગીતો ગાએ—મેલો ભહરાઓજી ✻ ફલારંશ દન
નામે છોકરી આવી—બાર વરશની કેહેવાએજી ✻ (☞)
તે છોકરીને પીરીનશ વેલશ લાવે—રાણી પાશે લેઈ જાએ
મેલો ભહરાઓજી ✻ એ છોકરી કંઈ હુશીઆર ગહની—દર
રોજ ઇશકોલે જાએજી ✻ (☞) શાત વરશાવેર ઇશકોલે ગેઈ
—એક દાહારો ઘેર નહી રેહેવાએ—મેલો ભહરાઓજી ✻ હે
વી તેની તારીફ સાંભલી—માહારાણી ખુશી ગહની થાએજી
✻ (☞) રાણી પોતે તેણે ઈનામ આપે—જુબીલી કપ કે
હેવાએ—મેલો ભરાઓજી ✻ એ છોકરીએ ઇનામ લીધું—
વાજાનાં શાહરોદ થાએજી ✻ (☞) ખોદાએ રાણીનું રખ
શાણ કરે—છોકરાઓ ગાતો ગાએ—મેલો ભહરાઓજી ✻
એમ હશી ખુશીથી મેલો ભહરાઓ—રાણી ગેહેર હવે જાએજી
✻ (☞) ફરી બાલકોને ખાનું આપી—ગેહેરે ગેહેર શઉ
જાએ—મેલો ભહરાઓજી ✻





## માહારાણીએ દેશી રાજાઓને ખેતાબો આપેઆ તથા માહારાણીને જુબીલીની ભેટ શોગાતો મલી તેનો ગરબો.

**એ ગરબાનો રાહ—શદા ફકીરી કેઆ દલગીરી—શદા મહગનમે રેહેનારે—એ લઘને ગાવું.**

**ટેક શાતમી ✻**

---

વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે ✻ તારીખ તીશમી—જુન મહીનાની ✻ ઈશવી સને ૧૮)શો---શીતાશીરે ✻ હેવા હેવા વરશમાં—દરબાર ભહરાએ✻ (☞) તે જુબીલીના શાલમાં કેહેવાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે ✻ રાજ રજવારા—ગહના એકતાં થાએ ✻ ખેતાબ તે લોકોને—અપાએરે ✻ માહારાજા કઇ—હોલકર આવે ✻ (☞) તે રાણીની પાશે કઈ જાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી-હીંદી રાજાઓને તેરીરે ✻ એ રાજાને કઇ ચાન—ભેહેટ આપે ✻ બીજા નાઇટનો ખેતાબ—મઅલેરે ✻ હવે કચના રાવશાહેબને—હાજ

ર કરે ✽ (☞)તેહેનબી બેતાબ અપાએરે—વીકતોરીઆ રા-
ણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે ✽ તે રાજા કઇ
ખુશી ગહનો—થાએ ✽ જેહેને ઘટે તેહેઉ—અપાએરે ✽ હેવી
હેવી રીત—બેતાબો આપે ✽ (☞) કોઇને ચાનને કોઇને
શાઅર્બારે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજા
ઓને તેરીરે ✽ મુંબઈ તરફના—માનપતર આપે ✽ તે કપતાન
મોર લાંડ—કેહેવાએરે ✽ મધરાજ તરફથી—માનપતર લાવે
✽ (☞)તે મીશાતર લાશાંન બોલાએરે—વીકતોરીઆ રાણી
એ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે ✽ માહા રાણાજી
—ખુશી ગહના થાએ ✽ એ બેઉ લોકને બેતાબ—અપાએરે
✽ શર નાઇટના—બેતાબો આપે ✽(☞) એ માન મોહોતુ
ગણાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજા
ઓને તેરીરે✽ મોહોતા મોહાતા લોકો કઈ—બેહેટ મોકલાવે✽
તે પાહાદશાહી બેહેટો—કેહેવાએરે ✽ કઈ બીજા બીજા લોકોની
—બેહેટ શોગાદ આવે ✽ (☞) તે જુબીલીના શાલની બોલા
એરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને
તેરીરે ✽ જરમનનો પાહાદશાહા—બેટ કઇ મોકલે ✽ શાગે મ
રમલનો તખતો—કેહેવાએરે ✽ તે રાણીને બેહેટ—અપાએ ✽
(☞) તે કીમતી ગહનો બોલાએરે—વીકતોરીઆ રાણીએ દર
બાર ભહરી—હીંદી રાજાઓને તેરોરે ✽ તે તખતાની ઉપર—
તાજ મુકાએ ✽ તે જરમનનું—કેહેવાએરે ✽તે હેની બેઉ બાજુ
એ—શાબી કોતશએ ✽ (☞) કેહેવી તરેહવાર નકશી દેખા
એરે—વીકતોરીઆ રાણીએ દરબ.ર ભહરી—હીંદી રાજાઓને

તેરીરે ✻ બેલજીઅમના રાજાએ—ભેહેટ કઇ મોકલાવી ✻ તે
રૂપાનું કઅપ—કેહેવાએરે ✻ તે બે ફુત કઈ—ઉંચું દેખાએ
✻ (☞) તે ફુલેવર વાશ વખણાએરે—વીકતોરીઆ રાણીએ
દરબાર ભહુરી—હીંદી રાજાઓને તેરીરે ✻ તેપર લખેલા—
નામો કોટરેલા ✻ તે કપની નકશીઓ—ભાહારીરે ✻ દેનમારકનો
રાજા—ભેહેટ કઈ મોકલાવે ✻ (☞) તે ચીણાઈ વાશ કેહે
વાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીંદી રાંજાઓ
ને તેરીરે ✻ તે વાશ ઊપર— નકશીઓ ભાહારી ✻ મેહેલ બ
ગીચા ચીતાર—ચીતારીરે ✻ ગહનો શોહોભામન તે વાશ—એ
દેખાએ ✻ (☞) ગહની શઉ લોકે તારીફ કરીરે—વીકતોરી
આ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે ✻ બી
જી હવાઈની રાણી—ભેહેટ મોકલાવે ✻ તે નવાઇ શરખીતે—કેહેવા
એરે ✻ ઉરતાં પખશીના—પીછાનો ચઅક ✻ (☞) તે રાણી
ને ભેહેટ અપાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—
હીંદી રાજાઓને તેરીરે ✻ પોરીનશ આફ વેલશ—ભેહેટો કઈ
લાવે ✻ તે જુબીલીના શાલની—કેહેવાએરે ✻ આઇલ પેનટીં
ગની—શબી ચીતારેલી ✻ (☞) તેહેનો ચીતાર શારો દેખા
એરે—વીકતોરીઆ રણાએ દરબાર ભહરી—હીંદી રાજાઓને
તેરીરે ✻ હેવી હેવી રીતે લોકની ભેહેટ—શોગાત આવે ✻ તે
તરેહવાર ગહની દેખાએરે ✻ કોઇ મોકલે કબત—કોઇ મોકલે
ખુરશી ✻ (☞) તે પર નકશીઓ શારી ઉનચીરે—વીકતોરી
આ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તરીરે ✻ કોઇ
નાચાર બેચાર ગરીબ—વીંગ્રવા બાનું ✻ તે આઇરીશ બાનુ

—કેહેવાએરે ✱ તે બાનુનું મન—કઈ થાએ ✱ (☞)તેબી
રાણીપર ભેહેટ મોકલાવેરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહુ
રી—હીંદી રાજાઓને તેરીરે ✱ તે ગરીબ નાચાર—પાદરી પા
શે જાએ ✱ ગહની આજીજી કરીને—વાત થાએરે ✱ પાદરી
શાહેબ કઈ—જુબીલીમાં જાએ ✱ (☞) તે ગરીબની ભેહેટ
લેઇ જાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહુરી—હીંદી રા
જાઓને તેરીરે ✱ તેહેની ગરીબાઇ—પાદરીએ જોઇ ✱ તાહારે
બાઇની અરજ—કબુલ કીધીરે ✱ તે બાનુંથી કઇ ભેહેત અપા
એ ✱ (☞) એક મરગીના બે ઈંદા કેહેવાએરે—વીકતોરીઆ
રાણીએ દરબાર ભહુરી—હીંદી રાજાઓને તેરીરે ✱ પાદરીએ
તે બાઈના—હેવાલ લખેઓ ✱ તે ગરીબ બીચારી—વીધવાનેબૂ
રે ✱ બે ઈંડાં મરઘીના—પાદરી લેઈ જાએ ✱ (☞) માહા
રાણીને જઇને અપાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહુ
રી—હીંદી રાજાઓને તેરીરે ✱ રાણીએ ઈંદા કબુલ—તેહેના
કીધા ✱ જોઇ ખુશી ગહાણી—તે થાએરે ✱ શાહવારે રાણીએ ઈં
દા—બે કરાવે ✱ (☞) તે નાશતા ઉપર ખવાએરે—વીક
તોરીઆ રાણીએ દરબાર ભહુરી—હીંદી રાજાઓને તેરીરે ✱
ગરીબ વીધવાની અરજ—કબુલ કીધી ✱ તેહેનો બોલ—રાણી
થી પલાએરે ✱ ગામે ગાંમ લોકો વાત—હેવી શાહમજી ✱
(☞) આચંબો ગહનો શઉને થાએરે—વીકતોરીઆ રાણીએ
દરબાર ભહુરી—હીંદી રાજાઓને તેરીરે ✱ માહારાણી જીમોહો.
તી—દઆલું કેહેવાએ ✱ ધનછે એના માત—પીતાનેરે ✱ ખો
દાએ તાલા તાહારૂ—રખશાણ કરે ✱ (☞) તાહારૂ રાજ તે

કાએમ રખાએરે—વીકતોરીઆ રાણીએ દરબાર ભહરી—હીં દી રાજાઓને તેરીરે*છાપગર શોરાબજીએ ગરબો જોરીઓ* એ જુબીલી—વેલાતની કેહેવાએરે * શર અવશરે—પારશી લોકમાં * (☞) એ જુબીલીનો ગરબો ગવાએરે—વીકતોરી આ રાણીએ દરબાર ભહરી—હીંદી રાજાઓને તેરીરે*


શમામ.

## જાહેર ખબર.

વાચનારી બાઇઓ જે કોઇ હમોને લગનશરામાં તથા બીજા શર અવશરે ગરબા તથા ગીતો ગાવા તેરશે તો હમારી ફીના રૂપીઆ આએ પરમાણે છે તેની વીગત:—આતશનુ ગીત હમારા માણશ શાથે ગાવાના રૂ૦ ૧૦) પડશે એ આતશનું ગીત બપોરના એક કલાકે માંડીયું હોએ તો રાતના આ ૭ કલાકે પુરૂ થાએ છે, તે શાથ બીજા બીજા ગરબા તથા ગીતો ગાતા રાતના દશ અગીઆર કલાક થાએ છે. નરશાહી મેહેતાના મોશારાનો ગરબો હમારા માણશ સાથે ગાવાના રૂ૦ ૧૫) પડશે એ ગરબો શાંહાંજના ચાર કલાકે શરૂ કીધો હોય તો રાતના અગીઆર બાર કલાકે પુરો થાય છે. નરશાહી મેહેતાનો આખો ગરબો તેની હુંદી શાથે ગવરાવશો તો હમારા માણશ શાથે રૂ૦ ૨૦) પડશે*તઆરે પકો નરશાઇ મેહેતાનો

ગરબો કેહેવાએ છે*દાદાર હોરમજનો ગરબો હમારા માણશ શાથે ગવરાવશો તો રૂ૦ ૧૨) પડશે. એ ગરબો ગાવાને પણ રાતના દશ અગીઆર કલાક થાય છે. ગોપીચંદ રાજાનો ગરબો હમારા માણશ શાથે ગાવાના રૂ૦ ૧૦) પડે છે. માહારાણી વીકતોરીઆની જુબીલીનો આખો ગરબો ગવરાવશોતો હમારા માણશ શાથે રૂ૦ ૧૦) ગાવાના પડશે. બીજુ—પાછલીરાત ના શહવેનાના ગીતો ગાવાને માટે તેરોતો ગોએણ શાથે ૬)મા ઓાણશના રૂ૦ ૩)પડશે. એ વતરોગે માણશનો બદો બશત કરવો હોય અથવા ઓછા બઈરા કરવા હોય તો ઓછો ભાવ પડશે માટે હમોને મલીને બંદોબશત કરવો જો કોઇ હમોને એખ લાને તેરશે તો હમારા રૂ૦ ૫) પડશે.

**ઠેકાણુ**—ખેતવારી અગીઆરી મોહોલામો

લા૦ શોરાબજી હોરમજજી

ચીકન છાપનાર

## પારશી સ્ત્રી ગરબા તથા લગનશરામાં ગાવાના ગીતોનો સંગ્રહ.

જેમાં પારશીઓમાં લગનશરામાં શર અવશરે પાછલી તથા આગલી રાતના બેઠા બેઠા ગાવાના શહવેના બધા ગીતો નવજોતના બધા ગીતો, વનતીના બધા ગીતો, તથા પરણતા છોકરા છોકરીને પરણીને વરાવતી વખતે ગાવાના ગીતો, હગંનનીના ગીતો તથા શર અવશરે ગાવાનું આતશનુ મોહોતુ ગીત અને નરશાઈ મેહેતાનો ગરબો, તથા દાદાર હોરમજદનો ગરબો, ગોપીચંદ રાજાનો ગરબો, એ વગેરે ગીત તથા ગર

બા મલીને એમાં ૧૨૫) ગરબા તથા ગીતો છે એના બધા મ઼ લીને ચારશોથી વધારે શફા થઆ છે. કીમત રૂ૦ ૪) તથા પો શતેજના ચાર આના વધારે પડે છે એ ચોપડી નીચલે ઠેકા ણેથી રોકડી કીમતે વેચાતી મલશે

## રમુજી નવી ગરબાવલી

જેમાં માહારાણી વીકતોરીઆની હીંદુશતાનમાં થએલ જુબીલીના ૬) ગરબા જુદા જુદા રાગમાં જોરેલા છે, તથા શ ર દીનશાજી માણેકજી પીટીટ નાઈટના શખાવત અને જન મારાનો ગરબો, નવ જોતના જુદા જુદા ૬) ગીત, શાવરાતે શુરજ ઉગ્ગે અને જાહાગીરશાહા વર આવી પુગશે તેનું રમુજી ગીત, વહુ ઉ આવીરે વહુ ઉ ભહલેરે આવી તેનું રમુજી ગીત, એશકી બાનુંએ શુધારો કીધો અને નવ જાતના અમોરા વારેચ તેનો રમુજી ગરબો, એશકીબાનુએ પોતાના એશકી ધણી ની તારીફ કીધી અને પરણતાં પરણતાં ઉઠી જાએચ તેને રમુજી ગરબો, શેઠ નશરવાનજી રતનજી તાતાએ વાંદરામાં નવી અગીઆરી બંધાવી તેનો ગરબો, નામદાર માહારાણી વીકતોરીઆના તરીજા પુતર ડયુક આફ કોનાટની મુબઈમાં થએલો પધરામનાનો ગરબો, કોઇ મોબેદે પોતની બઇરી કુરાઈ ની શાથે વાત ચીત કીધી તેના રમુજી નવા ગરબો, ગેરા આનો ગરબો. કલકતાના નામદાર વાઇશરાએ લારડ રીપનનો ગરબો જુદા જુદા છ રાગમાં. એમાં બધા મલીને ૨૩) ગરબા છે. કીમત રૂ. ૧) પોશતેજ એક આનો નીચલે ઠેકાણેથી વેચાતી મલશે.

## પારશી સ્ત્રી રમુજી નવા ગરબા.

જેમાં ખરા શુધરીઆ તે પારશી જુવાનીઆનો ગરબો, એક પીલાની એકવાશ લડાઇનો ગરબો, વીગરે જુદા જુદા બધા મલીને ૯) ગરબા છે કીમત ૭ આના. પોશતેજ એક આનો. નીચલે ઠેકાણેથી મલશે.

## છાપગર ગરબાવાલી અંકબીજો.

જેમાં શાલુકની દીકરીનું કોઠુ તો જુવો તેનો રમુજી ગરબો, તથા જમશેદ જુવાકનો ગરબો કીમત પાંચ આના પોશતેજ અરઘો આનો નીચલે ઠેકાણેથી મલશે

## લારડ રીપનના ગરબાની ચોપડી

જેમાં લારડ રીપન હીંનદુશતાનમાં આવ્યો અને તેને શુ શું કામો કીધા તથા વેલાત જતી વખતે મુંબઇમાં રોશણી થાઇ તે વગેરેનો જુદા જુદા ૬) રાગમાં જોરેલો ગરબો કીમત તરણ આના. પોશતેજ અરઘો આનો નીચલે ઠેકાણેથી મલશે.

## કલીઆનીના નવા દખમાનો ગરબો.

જેમાં શેઠ નવરોજી બાલાભાઇએ કલીઆનીમાં નવું દખમું બંધાવેયું તેનો ગરબો, તથા એક મોબેદે પોતાની બઇરી કુરાઇ સાથે બેશીને વાત ચોત કીધી તેનો રમુજી ગરબી તથા શાહા બબરચીનો ગરબો. કીંમત ચાર આના. પોશતેજ અરઘો આનો. નીચલે ઠેકાણેથી મલશે.

**ઠેકાણુ**—મુબઈ ખેતવારી અગીઆરી મોહોલામાં શેઠ રાબજી હોરમજજી ચીકન છાપનારને તાંહાંથી રોકડી કીમતે વેચાતી મલશે. તથા રામવાડી શેઠ શેહેરીઆરજી હોરમજજી મારાતરની દુકાને મલશે. નાટપેડ કાગજ લીધામાં આવશે નહી